૨૧૯૫

# સુબોધ માળા.

## પ્રથમ ભાગ.

દોહરો.

કિંમતનું ઉપકાર મટી, કીમત જે કરનાર;
કીમત ન કે અપાયું કરો, "સુબોધમાળા" સાર.

છપાવી પ્રસિદ્ધ કરનાર.

"સુબોધસાગર મંડળી" ભાવનગર.


નડીઆદ.

સત્યસાગર પ્રેસ.

સને ૧૮૮૪—સંવત ૧૯૪૦

કીમત દોઢ આનો.

૨૯૬૫

# નમ્ર વિનતી.

ગુણજ્ઞ, સુશિક્ષ, સદ્‌ગૃહસ્થો આ આપણા આર્યદેશમાં હાલના સમયમાં કુધારા ઘણા વધી પડેલા છે. ને વહેમી જનોનો સમુહ મોટો થઇ પડેલ છે. આપણી આસપાસ જોતાં, સારી પેઠે વિચાર કરતાં, ઠેકાણે ઠેકાણે કુધારાને હલકાઇ તરી આવે છે; છતાં પણ આપણે આપણા કાર્યમાં મચ્યાં રહેવું. ને આપણા બંધુઓનું ભલું ચાહી તેમને અંધકાર રૂપી કુસંપવૃત્તી, વ્હેમભાવના, પરતંત્રતા, વિગરેમાંથી વિડારી પરમોત્તમ ગુણ સંપાદન કરાવવાને, તન, મન, ને ધન કામે લગાડવાં, એ આપણી પહેલી ફરજ છે, એમ જાણી આ અમારી ઉછરતી સભા જે "ભાવનગર લુવાણા જ્ઞાતી સુભેચ્છક" સભાના આશ્રય તળે પોતાનાથી બનતા શ્રમે દેશ શેવા બજાવવાને દર રવીવારે ભરાય છે, તે આ વખતે પોતાના ઉત્સાહના ઉમળકે "સુબોધમાળા પ્રથમ ભાગ" નો જન્મ આપે છે. તો હવે મારા વહાલા વિરો. તેને પાળી પોષી મોટી કરવી એ આપના હાથમાંજ છે, કેમકે તે હજી સુધી પારણામાંજ છે. જ્યારે તે લાયક ઉમરની થશે ત્યારે પોતાના યથાર્થ ધર્મ બજાવવાને માન, યા અપમાનની દરકાર નહીં રાખતાં, સ્વદેશી બંધુઓનું ભલું ઇચ્છી તન, મન, ને ધન અર્પણ કરવા ચુકશે નહીં.

છેવટ વિદ્વાન વર્ગને વિનંતી કરવાની કે આ "સુબોધ માળા" ભાગ ૧ જેમાં કે નિતિના વિચારોનો સમાવેશ

કરેલો છે ને હવે પછી પણ દરેક વખતે કરવાનો છે, તે ઉપર સારી પેઠે ધ્યાન આપશો, ને અમારી ધારણા ફળીભૂત થાય તે માટે આપના સુવિચારો જણાવશો, જેથી ઉપકાર માનીશું.

ગ્રંથ ભૂલથી ભરેલ છે એમ અમે નીઃસંશય જાણીએ છીએ, તોપણ અમારૂં મન અમારા આર્ય બંધુઓનું શુભ જોવાને વધારે ઉશ્કેરાયાથી આ ટુંક નિબંધ બહાર પાડે છે, તો સુજ્ઞો તે માંહેની ભૂલો તરફ વિચાર નહીં કરતાં ભાવાર્થ સમજી લેશો. એજ તા. ૧-૯-૮૪.



# ઈશ્વર પ્રાર્થના.

## મંગળાચરણ.

### વસંત તિલકાવૃત્ત.

સુષ્ટી પતી અતી ગતી, પ્રતિ આકૃતી છે;
વેદાંત શાંત શ્રુતિ અમૃત આકૃતી છે;
કૌસ્તુભ તું રૂપ બણી મણિ ખાંણુ કીડા,
ઉદ્યોત જ્યોત પ્રગટી મટિ પુણ્ય પીડા. ૧
તું કાપ કષ્ટ સુખ આપ સદા અખંડી,
વિદ્યા પ્રતાપ સુખ આપ ચણાય વંડી;
બંધૂ મધુર જગમ નાગરવેલ બીડાં,
ઉદ્યોત જ્યોત પ્રગટી મટિ પુણ્ય પીડા. ૨
ત્યારા પ્રસાદ તુજ નાદ અનાદ પ્રીત્યે,
સૌભાગ્ય રક્ષ છબિ ભાગ્ય સમક્ષ ચીત્તે;
સંતોષ હોંશ સદયેં પડી એંઠ છીંડા,
ઉદ્યોત જ્યોત પ્રગટી મટિ પુણ્ય પીડા. ૩
પૃથ્વી પ્રભા પવન પાણી નભાગ્ર ત્યારા,
ન સૂર્ય ચંદ્ર ચળકાગ્ર શુભાગ્ર તારા;
કંપીત પાપ તુજથી, જળ જંતુ કીડા;
ઉદ્યોત જ્યોત પ્રગટી મટિ પુણ્ય પીડા. ૪
વીશ્વેશ્વરા વિનય મોદ વિનોદ ખાંણી,
વ્યાપીક છો સરવ અમૃતપાન વાણી;

એરું કરી ભિખ્ખન ભક્તિનિ જુક્તિ બીડા;
ઉદ્યોત જ્યોત પ્રગટી મટિ પુર્ણ્ પીડા. ૫

દોહરા.

શાભી શહેહર મંડળી, સુબોધ સાગર જ્ઞાન;
રખાવરહેમ રમાપતી, ધર્મ માર્ગનું ધ્યાન. ૬
સ્વરાજી વાણી સ્વચ્છતા, અમર રાખજે ઇશ;
તમ શીશ જાણી તુષ્ટતા; હોંશ આપ હરનીશ. ૭



# સંપ*



જ્યારે કોઇ જાતના, નાતના અગર દેશના લોકો એક બીજાના સમંતથી દરેક કામ કરેછે તેનું નામ સંપ. સંપ એ સબ્દ સાધારણ છે. નાનાને મોટા સૌ સંપ એ સબ્દ જાણેછે. નિશાળની અંદર ભણનારા છોકરાઓ પણ ઘણી વખત એક બીજા જોડે તકરાર થયાથી મેહેતાજી પાસે આવી ફરીયાદ કરેછે કે ફલાણા બે અગર વિશેષ છોકરાએ સંપીને મને માર્યો. હરેક સારી વસ્તુને માઠે માર્ગે લગાડયાથી તેનાં માઠાં ફળ થાયછે, તેમ સંપને માટે પણ જાણવું કેમ કે જેમ સંપ સારા કામને માટે થાયછે, તેમ નઠારા કામને માટે પણ થાયછે. કોઈ પણ કામ કોઇ માણસીથી જેવું બનેછે. તેના કરતાં તેમાં બીજાની મદતથી વધારે સારૂં બનેછે.

પરમેશ્વરે આ દુનીયા રચી, તેમાં મનુષ્ય વર્ગને સંપ રખાવવો, એવો તેનો હેતુ મુળથીજછે, એમ નિઃસંશય ભાસેછે. જુઓ આકાશ તરફ તો હજારો તારાઓ એક બીજાના આધારથી ટકી રહેલાછે, હવાની મિશ્રતાથી પાણી બનેલુંછે, એક બીજી રૂતુઓ પોત પોતાના નિયમ મુજબ સંપ રાખીને આવેછે. જેમકે તેનો પ્રત્યક્ષ દાખલો. કોઇ વેળા ઉનાળા વિના ચોમાસું આવ્યું? ને ચોમાસા વિના શિયાળો થયો?

* બનાવનાર વનમાળી કેશવજી ભાયાણી.

તેમજ પાણી, વાયુ ને તડકાનું મીશ્ર જોર હતું, તો ઝાડ, પાલો વગેરે, નિપજ્યું. શું તેમાંનુ એકાદ નહોતતો તે માંહેનું કાંઇ પણ થાત? આ સઘળા દાખલા પરથી માલમ પડેછે કે સંપતો જરૂરનોજ છે. વળી માણસને પરમેશ્વરે બુધ્ધિ આપેલી છે, તે બુધ્ધિના બળે નવા નવા કામો કરવા, હુન્નરો વધારવા, ને સુખ મેળવવાના રસ્તા લેવા, તે સંપ વિના મળતા નથી, માટે હરેક માણસે સંપ રાખવો એ ઘણોજ જરૂરનોછે. રાજકાજમાં સંપ જોઇએ, જો તે ન હોયતો રાજ ચાલે નહીં. વેપારમાં સંપ નહોયતો વેપારની પડતી આવે, કેમકે એક બીજાની અદેખાઇ તેમજ કુસંપના જોરથી પરદેશમાં જવાનું ન બને, ને કદાચ બને તોપણ સામાને નુકશાન કરવાને અદેખાઇએતો મુળ ઘાલેલાંજ હોય. આમ થવાથી વેપારની પડતી આવે, નેવેપારની પડતીથી દેશની પડતી થાય. સંસારી કામમાં પણ સંપ નહોયતો અરસ પરસનું સુખ ભોગવવું અતિદુર્લભ. તેમજ વળી નિતિના કામમાં પણ સંપની જરૂરજછે, કેમકે નિતિનો અર્થ એવોછેકે ચોરી નકરવી, જુઠુ ન બોલવું, વ્યભીચાર ન કરવો વીગેરે આ જ્યારે સંપ નહોય ત્યારે ક્યાંથીજ હોય. તે સુજ્ઞ આપ સાહેબજ વિચારો.

આ પ્રમાણે સર્વેબાબતમાં સંપની જરૂરછે, સંપવિના સુખ નહીં, સંપવિના સંપતી મળેનહીં, સંપવિના કીર્તિમળે નહીં સંપ રાખ્યાથીજ અજાણ્યા માણસની પ્રિતિ બંધાયછે, ને પ્રિતિ બંધાયાથીજ એક બીજાને જ્ઞાનનો લાભ થાય છે, સંપ થકી મૈત્રી ટકેછે, સંપ થકી દ્રવ્ય, નીતિને ઉદ્યમ વધેછે, સં-

પ થકીજ એક બીજાના સુખ દુઃખના વખતમાં યોગ શિખા-
મણનો ઉદ્દેશ થાયછે, સંપથકી કલેશ, કજીયા વગેરેનો ના-
શ થાયછે, ટુંકમાં જ્યાં એક્ય સંપનું જોર ત્યાં કોઇનું
પણ જોર ચાલતું નથી.

કાચા સુતરના તાંતણાને તુટતાં કેટલી વાર લાગે? તેટલી બલકે તેથી પણ ઓછી વાર ઐકય વગરના માણસનો નાશ થતાં લાગે. જેમ એક ભયંકર ઉજાજડ જગ્યામાં એકાદુ વૃક્ષ હોય, તો તેનો નાશ જેમ ઝટ થાયછે, તેમજ ઐક્ય હીન માણસનો પણ વેહેલોજ નાશ થાયછે. જે સૂતરના તાંતણાને આપણે જલદી તોડી નાંખીએ છીએ, તેનાજ જો ઘણા તાર એકઠા બનાવીએ તો તેનું મજબુત દોરડું કેવું ઉપ્યોગી થઇ પડેછે, તેમજ સંપિલા મિત્ર, કે કુટંબ જગતમાં અત્યંત સુખ ભોગવેછે ને બીજાને પણ ઉપ્યોગી થઇ પડેછે. કુસંપથી આપણું રાજ ગયું, ધન ગયું શ્રીમંતાઇ ટળીને દરિદ્રતા પ્રાપ્તથઇ, ને કુવિચારો પણ પેઠા, હું મોટોને તું નાનો એ સો કુસંપથી થયું. કુસંપ થકી વેહેમનું જોર વધ્યું. ને ટુંકામાં કુસંપથીજ આ આપણી અવદશા થઇ.

ભાઇઓ ઉઠો, ઊંઘ ઉરાડો ને તમારી ચક્ષુથી જુઓ, આ આપણી સ્થિતિને, આપણે કોણ ને કેવા હતા? આપણી કિર્તિ કેટલી હતી? આપણી દોલત કેટલી હતી? ને આપણો રોજગાર, હુન્નર વિગેરે કેવા હતા? આહાહા!!! જે ભારતભુમી પૈસેટકે પુરી, વેપારે વખાણુએલ, ને કારીગરીને માટે ચડીઆતી હતી, જ્યાં આગળ વસનારમાં સંપ, ઉદ્યમ,

ધૈર્ય, વિગેરે સદ્‌ગુણો ભરેલા હતા, જેનું સુખ જોઇ આકાશમાં વસનાર દેવો પણ થોડીવાર આ બીજી ઇંદ્રાપુરી જોવાને વારંવાર આવતા તેજ આ ભર્તભુમી હાલ કેવી છે? શી અવદશા થઇછે!!! પણ હોય પડતી ચડતી થાયછે ને થઇ છે, માટે મંડો આ આપણી માયાળુ ને શાણી સરકારના આશ્રય તળે વિચારરૂપી અમ્રૃત રસનો પ્યાલો હાથ ધરી પીવા, ને પછી વ્હેમ વગનને વિડારી સંપ દેવીને લાવવા પાછળ. એટલે જગત નિયંતા ક્રૃપાળુ મહાનપિતા આપણને વગર માગે મદદ કરશેજ. ને આપણે આપણા ઉદ્યમમા ફતે પામીશું.

પણ જોજો બંધુઓ હું શું કરૂં. મારી પાસે નથી પૈસો, નથી મિત્ર ને નથી મને બીજાની સહાય. આવા ના હિમતવાન હિચકારા નરોના હલકા વિચારો હમેરાં તમને કામ કરતાં વિઘ્નરૂપે નડવાના, તેથી ડરી ન જતા, કેમકે જો તમો હમેશાં આવા ને આવા વિચારો મનમાં લાવી બેશી રહેશો તો ધારેલા કામની સિદ્ધિ કયારે થશે? માટે થાઓ તૈયાર સંપથી વરી સુખ મેળવવાને પ્રયત્ન કરો. ઉપર બતાવેલું છે કે જેમ સંપ સારા કામને માટે થાય છે, તેમજ નઠારા કામને માટે પણ થાય છે. તો તે શું? ઘણા માણસો એકઠાં થઇ રાજખંડ ઉઠાવવાને, અગર કોઇ પણ માણસને વિના કારણે દુખ દેવાને મળે, અગર જુગાર રમવાની કે એવી બીજી ખોટી ટેવ શીખવાને ભેગા થાય તો તેનું નામજ સંપને આડે માર્ગે વાપર્યો કહેવાય. તેમ કરવાથી પોતાના તેમજ પોતાના બાપદાદાની આબરૂને બટ્ટો

લાગે. લોકોમાં ફિટકાર થાય, ને આંગણે કોઇ ઉભો ન રાખે આનાથી શું બીજું નીચું જોવાનું. આ કારણે આપણે આવી જાતનો સંપ કરવાનો ઉદ્દેપ નથી. પણ વિદ્યાને વધારી, કુસંપને કાઢવા, દેશમાં નવા હુન્નરને વધારવાને, આપણા બંધુઓને નિતિનો પંથ બતાવવાનો છે માટે પ્રીયો આપણે આપણા કાર્યમાં વિજય મેળવીએ ને રૂડા દીવસ સત્વર દેખીએ તેમ કરવાને કમ્મર કરી થાઓ તૈયાર.



# ૨. પ્રવાસ*



પ્રવાસ એ સંસ્કૃત ભાષાનો શબ્દ છે પ્ર-આગળ+વસ ધાતુ=વસવું+અ ક્રિયા બતાવનાર પ્રત્યય=આગળ વસવું એટલે પરદેશમાં ફરવું એનું બીજું નામ દેશાટણ છે. દેશ=મુલક+અટણ=ફરવું=દેશમાં ફરવું.

જે દેશના લોકો વિદ્યા, કળામાં હુશીઆર, અને કાંઈ પણ ઇશ્વરી રચના ખોળી કાઢવામાં ખંતી હોય છે. તે લોકો પ્રવાસ કરી મોટી મોટી કિર્તિ મેળવે છે. ને કદી ભુખે મરતા નથી. પણ જે દેશના લોકો વિદ્યા, કળામાં હુશીઆર નથી હોતા, ત્યાંના લોકો શોધક બુદ્ધિના નથી હોતા, તેથી ત્યાં વેપાર ધંધો સારી રીતે ચાલતો નથી. ને દિન દિન પ્રત્યે તેવા દેશો નબળી સ્થિતિમાં આવેછે છેવટ ભૂખમરો એટલો બધો વધે છે કે ત્યાંના રહીશોને પેટ ભરવાની ફિકરનું મોટું વાદળ ચો તર્ફથી ઘેરી લેછે. આ સૌથી વિમુખ રહેવાનો મોટો રસ્તો જ્ઞાન સંપાદન કરવાથીજ થાય છે, પણ આપણામાં એક કહેવત છે કે "સાંભળ્યાથી જોવું ભલું" તે મુજબ એકલી સ્કુલમાં કેળવણી લીધાથી બરાબર જ્ઞાન મળતું નથી. વિદ્યા સંપાદન કરી તેને અનુભવવા સારૂ પરદેશમાં ભટકવું એ ખરેખર

* બનાવનાર વનમાળી કેશવજી ભાયાણી.

જરૂરનું છે. એ વિના "ભણુતર ભણ્યા પણ ગણ્યા નહી" તેમ ગણાય.

જુઓ આપણે સાધારણ રીતેજ જાણીએ છીએ કે કોઇ પણ પ્રાણી ચીજોનું વિવેચન તમોને કોઇ શખ્સ વાંચી સંભળાવે, તો તે નજરે જોયા સિવાય તમારા હૃદયમાં તેની ખરી છાપ પડશે? જ્યારે તમો તેને ચિત્રમાં જોશો ત્યારે મોઢાની વાત કરતાં વિશેષ ખાતરી થશે, તે જ્યારે નજરો નજર જોશો ત્યારે તેની ખરી છબીનો ચિતાર તમારા હૃદયમાં પડી રહેશે તેમજ વિદ્યા વિષે જાણવું. જ્યાં સુધી કેળવણી લઇ તેની અજમાએશ કરવા દેશાટણ કર્યું નથી ત્યાં સુધી તે કેળવણી ન લીધા સમાનજ ગણાય.

આપણા હિંદુ લોકોમાં હાલ વિદ્યાનો પ્રસાદ સૌ (હલકા તેમજ ઉંચ વર્ણો) એ સારી રીતે લેવા માંડેલ છે, પણ તેની સાથે અનુભવી જ્ઞાન મેળવવાને માટે પરદેશમાં જવાનું બનતું નથી. જેથી દિન દિન પ્રત્યે આપણે સારી સ્થિતિમાં ન આવતાં નઠારી સ્થિતિમાં આવેલા છીએ. કોઇ પુછે કે શા વાસ્તે પરદેશમાં જવાનું નથી બનતું—આપણામાં નાત બંધન, ધર્મ બંધન, વીગેરે કેટલાંએક બંધન એવાં તો પડેલાં છે કે તે પર્વત રૂપી બંધન કેમે કર્યા ખસતાંજ નથી.

જુના વિચારના મુરખ નાતીલાઓ કોઇ ભણી ગણી સારી પંક્તિમાં આવેલો યુવાન ગ્રહસ્થ કાંઇ પણ પોતાના મનની વાત [દેશના તેમજ જ્ઞાનના લાભની ખાતર]

બતાવે તો તે ઉપર તેની એટલી તો હાંસી કરે છે કે ક-હેનાર તે વાત ફરીને ઉચ્ચારી પણ શકતો નથી કદાચ પોતાનાજ મન સાથે ઠરાવ કરી પોતે એકલોજ તે મુજબ ચાલવા યત્ન કરે, તો નાતીલાઓ તેને મુરખ ગણી તેનો પક્કો તપાસ તથા ખાતરી કર્યા સિવાય પોતાના મંડળથી જુદો પાડે. જેથી તે વિચાર કરવો તેને ઘણો અડચણ લાયક થઈ પડે છે. આપણામાંના ઘણાજ મુરખ માણસો એવું બોલે છે કે, હિંદુ લોકોથી તો હિંદુસ્તાનની બહા-ર જનાયજ નહીં કેમકે જો જાય તો તેને વટલવું પડે. વળી હિંદુસ્તાનની હદ પણ તેઓએ ઉતર તરફ અટક સુધી ને દક્ષિણ તરફ રામેશ્વર સુધી ગણી છે. આથી ઘણા માણસો પરદેશમાં જઈ વિદ્યા, કળા મેળવવાને માહીતગાર થતા નથી, ને દેશમાં નવા હુન્નર દાખલ કરી શકતા નથી.

શું કરે બિચારા !!! નાતીલાના મનમાં બીજે દેશ જાય તો ત્યાં માંસ આહાર વગર ન ચાલે, હાડકાંના બાં-ધેલા કુવાનું પાણી પીવુ પડે, એના એવા મુરખાઈના વિ ચાર હોય ત્યારે. અરેરે !.! દીલગીર!! દીલગીર !! આવાજ વિચારથી જે ભર્તખંડ પૈસે ટકે ભરપૂર, વેપાર તથા કારી-ગરીમાં વખાણાએલ, તે એટલે સુધી કે જેની કિર્તિથી લોભાઈ પરદેશી લોકો વારંવાર લુંટવાને આવતા, તેજ આર્ય લોકો આજે વિના ઉદ્યમે, કંગાલ તથા ગરીબ સ્થિ-તિમાં રીબાય છે- આહાહા !!! જે ભર્તભૂમીમાંથી સોના-નો ધૂમાડો નીકળતો, તેજ ભર્તખંડ આજ પોતાના તનુ-

ને રાંકડે મોઢે રોતાં દેખેછે. શું આ જોઇ સ્વદેશાભિમાનિ વિર નરોને થોડું લાગતું હશે? પણ લાગે તેમાં શું? ખરૂં પૂછો તો તેમાં આપણોજ વાંક છે, કેમકે આપણેજ પરમેશ્વરનો કાયદો તોડીએ, નશીબને આધીન થઇ નાતબંધનમાં બંધાય રહીએ, ને પછવાડે દુઃખના પોકાર મારીએ તેમાં વળે શું?

દેશાટણ કરવુ એ ઇશ્વરી આપણા ઊપર એક ફરજ હોય તેમ તેના કરેલા કાર્ય પરથી સિદ્ધ થાયછે. જુઓ કે— આપણે જ્યારે આપણા કામમાંથી ફારગત થઇએ છીએ, ત્યારે થોડીવાર બહાર ફરવા જઇને અનેક તરેહનાં ઝાડો કોયલ, પોપટ, મોર, મેના વીગરે પક્ષીનાં સુસ્વરી ગીતો ને મિત્રની હાસ્ય રસની વાતો વીગરે જોઇને કેટલો આનંદ પામીએ છીએ. જ્યારે આટલા નાના પ્રદેશમાં ફરી આટલો આનંદ લઇએ છીએ ત્યારે જૂદા જૂદા દેશમાં મુસાફરી કરવાથી કેટલું જોવાનું ને સાંભળવાનું મળે? ને તેમ થયાથી કેટલો વધારે આનંદ થાય?

૨. પરમેશ્વરે દુનીયાં બનાવી, ત્યારે તેનીઅંદર સઘળા દેશોમાં એકજ તરેહના ઝાડો, જનાવરો, વનસ્પતિ ને હવા શા સારૂ ન કરી? શું તેનામાં એક વધારે ને બીજો ઓછોછે? ના ના આપણે સૌ તેને સરખા છીએ, પણ માણસો બીજા દેશમાં જઇ તે દેશમાંથી પોતાના ઉપયોગનું જ્ઞાન તેમજ સુખની સામગ્રી લાવે, ને પોતાના મનની શક્તિને ખીલવે તેટલા માટેજ જુદું કરેલછે આ પરથી તે-

મજ નગડામાં રહેનારી પ્રજાને ગામડાની પ્રજા જોડે, ને ગામડાની પ્રજાને શેહેરની પ્રજા જોડે સરખાવતાં જે ફેર માલમ પડે છે તે પ્રવાસ તથા સહવાસનો છે એમ ખુલ્લુ સમજાયછે. ઊપરની સર્વે બાબત પર વિચાર કરતાં માલમ પડેછેકે આપણા સુખને માટે આપણને પરદેશમાં ફરવાને માટે મહાન પીતાની આગ્ના છે તો શા સારૂ આપણે તેના હુકમનું અપમાન કરવું જોઇએ?

ભાઇઓ આપણામાં કહેવતછે કે "ફરે તે ચરે બાંધ્યો ભૂખે મરે" તેનો અર્થ પણ એવોજ છે કે પરદેશમાં જવું ને પોતાના ગુજરાનને માટે ઉદ્યમ કરવો. ઢોર પણ ચારો ન મળે તો આઘે ચરવા માટે જાયછે. પણ આપણા હાલના આર્ય બંધુઓ તો એવા આળસુ બનીગએલાછે કે તેમને એક ઘર છોડી કદી પાસેના બીજા ઘરમાં રહેવા જવું પડે, તો માથાનો ઘા થાય છે, ને જાણે મોટી આફતમાં આવી ન પડયા હોય તેમ દેખાય છે. અરેરે !!! 'વિનાશ કાળે વિપરિત બુદ્ધિ' તે આનુંજ નામ.

દેશાટણ કરવાથી આપણને તેમજ આપણા સ્વબંધુઓ સર્વેને લાભછે. જુઓને વિના દેશાટણથી આપણું રાજ ગયું, આપણું બળ ગયું આપણી કિર્તિ ગઇ, આપણાં માન ગયાં, આપણા વૈભવ ગયા, ને ટુકમાં આપણા સુખનો સૂર્ય અસ્ત થયો ને કંગાળી સ્થિતિ આવી. ઊઠો, ઊઠો, હવેતો જાગો? અરે મરા પ્રીય બંધુઓ આ ખોટી માની લીધેલી સુખની સેયામાંથી તમારો ચક્ષુ ઊઘાડો? ને આપ

ણી આ, ગએલી કિર્તિને પુનઃ સંપાદન કરવાને વાસ્તે જ-રા મારા કહેવાની, મતલબ ધ્યાનમાં લ્યો.

અરે નથી પરદેશમાં ફરતાં આપણને હાલના જમાનામાં, કોઇ વટલાવનાર, નથી આપણા ધર્મને કોઇ હાની કરનાર, અને નથી આપણી દોલત કે ધન કોઇ લુંટી જનાર, નથી ત્યાં હાડકાંનાં બાંધેલા કુવા, કે નથી ત્યાં માંસ અહારની જરૂર. શા સારૂ અમથા ઠાલા મુરખાઇ દર્શાવી, દુઃખના પડેલા ખાડામાં પણ દુઃખ ભોગવવાને આવી નકામી હઠને વળગી રહોછો. અરે જુઓ આપણા પૂર્વજોની રીતીઓ, ને હાલમાં પરદેશમાં ભટકનારની રીતીઓ ને સુખ. આપણા પૂર્વજો જો કદાચ તમારા વિચાર ખરા હોયતો પરદેશમાં, ન ફરવાને માટે પાછળ થનારી પ્રજાને સારૂ જે આટલા આટલા કાયદા કરેલાછે, તેમાં એકાદ કલમ નાંખ્યા વગર કેમ રહેત? પણ તેણેતો ઉલટું લખ્યું છેકે–

देशाटनं पंडित मित्रताच, वारांगना राज्यसभा प्रवेशः
अनेक शास्त्र विलोक्यतानी, चातुर्यमुल्यानी भवंती पंच.

તાત્પર્ય–દેશાટણ કરવું એ પ્રથમ, બીજું ગુણી નાયકા પાસે વાણી બાબત ચાતુર્ય લેવી, ત્રીજું અનેક શાસ્ત્રનું અદ્યયન કરવું, ચોથું રાજ સભામાં જવું, ને પંચમું પંડીતની દોસ્તી કરવી આ જ્ઞાન મેળવવાના રસ્તા છે. વળી આપણામાં અગાઉ થઇ ગએલા જગત વિખ્યાત આર્ય ભટ્ટ (ભાસ્કરાચાર્ય) જે કે ખગોળમાં એટલા બધા પ્રવીણ હતા-

કે હાલના નવા વખતમાં ઇંગ્રેજ લોકો લાખો રૂપીઆનો ખ-
રચ કરી જે ખગોળ સંબધી રાતદિવસ જોયા કરેછે, તેજ
ખગોળનું માપક તથા જોવાનુ યંત્ર તે પોતાને હાથે એક-
પોલા વાંસની નળી લઇ તેની અંદર હાથેવતી કાણાં પાડી
બનાવતા, અ વાજે વિદ્વાન જેણે કે સર્વ શાસ્ત્રોમાં કુશળ
થઇ ભટ્ટ પદ મેળવેલ, તે ઊંચ વર્ણી દ્વીજ જો પરદેશમાં
જતા વટલાતા હોતતો રોમના રાજમાં શા સારૂ જાત?

ઘણાજ જુના વખતમાં તુન્ન નામે રાજા થઇ ગયો-
તેણે પોતાના છોકરાને મોટું લશ્કર આપીને દરિયા રસ્તે
પરદેશ મોકલેલો હતો, શું પરદેશમાં ગયાથી હિંદુ ધર્મને
અડચણ આવતી હોતતો તે મુજબ કરવાને આવો દાખલો
કેમ બનત? આ સિવાય આપણને ઇતિહાસ પરથી પણ મા-
લમ પડે છે કે ઘણા રાજ કુમારો, પણ આપ કમાણી ઊત્ત-
મ ગણી જ્ઞાન મેળવવા તથા સદગુણ સંપાદન કરવા પો-
તાના માબાપોથી છુટા પડી ગએલા હતા. તો શું તે વખત
અડચણ નહોતી ને આ વખત કયાંથી આવી? અરે ભાઇ-
ઓ એ સૌ તમારા મનનાજ વહેમ છે. માટે હવે તે વ-
હેમને કાઢી નાંખો. હવે તમારા પર નથી ધર્માંધ જંગલી
જનુની, મુસલમાનોનો અમલ, કે નથી તેવાઓની ધાસ્તી
કેમકે જ્યારે તેમનો અમલ હતો ત્યારે કોઇ પણ માણ-
સથી મરજી થોડે છેટે નહોતું જવાતું. પણ હવે તો માયા-
ળુ બ્રિટિશ પ્રજાના સુખના આશ્રય તળે આપણને મરજી-
માં આવે ત્યાં ફરવા હરવાની છુટ છે. આજ કારણથી

આપણા પુર્વજોએ એ ગોઠો કાળ પરદેશમાં જવાનું બંધ કરેલ, જો બાજી અડચણ હોય તો જ્યારે મહાન અકબર બાદશાહે જોધપૂર જીત્યું, ત્યારે ત્યાંનો શૂરો રાણો માનસીંહ જે કે રજપૂતમાં શિરોમણી જાતનો, તે કદી પણ કાબુલપર જ-વાનાં હા ભણી નીચે મુજબ બોલત?

"સભી ભૂમી ગોપાલકી, વામે અટક કહા;
જીનકા દિલમે ખટક હૈ, સોહી અટક રહા.

માટે ભાઇઓ જુલમી રાજ વહ્યા ગયાં છે. આપણા પર માયાળુ, અદલ ઇનસાફી, તથા પ્રતાપી ઇંગરેજ સ-રકારનું રાજ છે. જેના જોર આગળ આપણું કોઇ નામ લેનાર નથી. માટે થાઓ તૈયાર ને કરો મંગળ, મંગળ.

દેશાટણને પ્રતાપે આપણાપર ઉપરીપણું ભોગવનાર ઇંગરેજ પ્રજા કેટલી સુખી થઇ તે જુઓ. જેઓ જંગલ માં ઝુંપડી બાંધી રહેતા, માંસ, ફળ વાગરે ખાતા, જના-વરોના ચામડા ઓઢતા, શરીરને વિચિત્ર રંગથી રંગતા, ને આખો દિવસ હાથમાં ભાલા લઇ ભટકતા તેજ ઇંગરે-જો આજ મોટા મોટા હોદ્દા ભોગવે છે, નવા નવા હુન્નરો બનાવે છે, ને સ્વપ્ના તુલ્ય વાતો ને સિદ્ધ કરી આપે છે.

૨. કોલંબસ નામે વહાણવટીએ અમેરિકા ખંડ શોધી કાઢયો, હોલાંડના ડચ લોકોએ આસ્ટ્રેલિયા શોધ્યો, વગે-રે અનેક વીરોએ અનેક કામો કરેલાં છે. પણ દરેક કામ-માં હિંમતની પુરી જરૂર છે, હિંમત હોય તો ફતેહ મેળ-વીએ. કહેવત છે કે "હિંમતે મરદાં તો મદદે ખોદા" એ

વાક્ય ખરેખર સત્ય છે.

હાલ કાળમાં યુરોપી, અમેરીકન, તથા ચિની પ્રજા જેવી હિંમતવાન, ઉદ્યોગી, તથા કેળવણી પામેલી ને મુસાફરી કરનારી છે. તેવી આપણામાં કોઇ નથી તેઓ હજારો ગાઉ દરીઆ રસ્તે પણ શોધો કરવાને માટે નીકળી પડે છે, ને માથે પડતા કષ્ટો સહન કરે છે. થોડાજ વખત પહેલા ચીનમાંથી બે યુવાન ગ્રહસ્થ અમેરિકામાં વિદ્યા તથા નવી નવી કળા શીખવાને ગએલા છે. કેવું નવાઇનું!! શું આપણામાંથી કોઇ આવી રીતે નહીંજ જાય? ના ના આ વિચાર ખોટો છે. હાલમાં દિન દિન પ્રત્યે વિદ્યાનો પ્રસાદ વધારે લેવાય છે જેથી તેઓ સમજવા લાગ્યા છે. ને કેટલાક તો પોતાની ઉમટ પાર પણ પાડે છે. તો એટલી ઇશ્વરની આપણા પર સાનકુળાઇ થઇ જાણવી.

હાલમાં વિલાયત સર્વ કામમાં વિશેષ માન ધરાવે છે. માટે ત્યાં જઇ તેની વિદ્યા, + કળા, હુનરો વીગેરે શિખી આપણા સ્વદેશના શુભની ખાતર વિદ્વાન વર્ગે તેમજ સુધારાના સાથીઓએ તેની જાત્રા કરવી જોઇએ. ને આ કામ પાછળ શૂરા રાજવંશીઓએ તથા હોંશીલા ગુણગ્રાહી ગ્રહસ્થોએ યથા શકિત મદદ કરવીજ જોઇએ. કેમકે આપણા દેશનું કિર્તિ રૂપી રત્ન તેમ કર્યા સિવાય પાછું મળે તેમ નથી. માટે ઉઠો હવે ઊંઘ ઉરાડી આળસ મરડી, મારા વહાલા વીરાઓ, ને એક વખત કરો ફતેહ, ફતેહ.



# ૩. ઉદ્યમ*

શું નશીબે હાલના સમયમાં આપણા આ આર્યે દેશમાં ઠેકાણે ઠેકાણે ન્યાયી, પ્રતાપી, ને શાણી સરકારના સુખા શ્રમ તળે દેશોન્નતીના કાર્યે કરતાં હજારો વિરનરોને આગેવાની ધરાવતા દેખીએ છીએ તો તે પણ એક ઉદય ચિન્હ છે. ખરેખર ઉદય અસ્ત, ને અસ્ત ઉદય એમ અનુક્રમે આવ્યાજ કરેછે. શી પૂર્વે આપણી સ્થિતિ હતી નેહાલ શી થઇછે. !!! વિદેશી વિરા તો આપણી આધુનીક સ્થિતિ જોઇને વારંવાર ભૂલાવો ખાઇ પૂછશે કે, પ્રખ્યાતી પામેલો, લક્ષ્મી વંતો ભરત ખંડ કયો ? કયાં આગળ ચક્રવ્રતી મહાન, પ્રજા પાળક, નિતી શાસ્ત્ર ને અનુસરી ચાલનાર, ધર્મ જ્ઞાની, પરોપકારી, સુશિલ, સદ્ગુણી રાજ પુત્રો થયેલા, ને કયાં આગળ સત્ય વકતા, જ્ઞાની ને દયાળુ આર્ય રહેલા. આ સર્વનો જવાબ હવે ગંભીરાઇથી એજ દેવાનો રહ્યો કે— ભાઇ તેજ આ આર્યસ્થાન. ને તેજ આર્યના આ અમે તનુઓ ધીઃક છે ધીઃક છે આપણી આ જન્માવસ્થા ને શૂરા બંધુઓ જાગૃત થાઓ. ગઇ વેળા, ગયો વૈભવ, ગઇ કિર્ત્તી, ને ગયું શૂરાતન પ્રદિપ્ત થવું તો અતિ દુર્લભ છે, તો પણ સમય અનુસરે જે કરીએ તે આપણે એક આપણી ફરજ બજાવી ગણાએ. માટે ઊઠો, હિંમતનાં હથીયાર લઇ, ધીરજની ઢાલથી, તંન. મનને ધનથી આ આપ-

---

* લખનાર વનમાળા કેશવજી ભાયાણી.

ણ્ટ સ્વદેશને જે અતીદ્દમના કાળવાદળની કાળી છાયાનો ડાઘ લાગ્યો છે તેને ઝળહળીત કરવાને વ્હેમ ભાવના, પરતંત્રતા, તથા અજ્ઞાનતાને વિદારવા. જેથી એક વખત ફરીને આપણે આપણા પૂર્વ કાળની કિર્તિ સંપાદન કરી સુખની સૈયામાં આળોટશું. બીકણ, બાયલા, અંતઃકરણ વાળા અમને આ.ને માટે પ્રથમમાંજ સ્વાલ પુછશે કે તેને માટે અમારે શા ઉપાયો યોજવા? અમારા એકના શ્રમે કરીને શું દેશને ફાયદો થવાનો છે? ને તેમ કરવાથી શું ઉદય થશે? તો તેઓને આ અમારી મજબુત ભલામણ ખુબ ધ્યાનમાં રાખવી કે— જેમ તમો એક છો તેમ બધા એકજ છે પણ તે ક્યારે ભેગા થશો? વળી ઘણા સ્તુતી કરવા જેવા કામો તમારા જેવા પ્રથમ એકલા નરોએ કરેલા છે. જુઓ. લોર્ડક્લાઇવ જેણે કે પોતાના સ્વદેશીને આ લક્ષ્મીવંતો દેશ જીતી આપ્યો. તે પ્રથમ ગરીબ માબાપનો તમારા જેવો એકલોજ હતો. પણ હિંમતથી કેટલો નામાંચો થયો? ને કેટ કેટલી લડાયોમાં જીતના વાજીંત્રો વગડાવ્યા? તેમજ નેપોલીયન બોનાપાર્ટે પોતાના આગળ પડતા ગુણે આખા યુરોપખંડને જીતી લીધો, વોશિંગ્ટને પોતાના ભાઇઓને દુઃખના દરિયામાંથી મુકત કર્યા, તેલીએ પોતાના ભાઇઓને પરતંત્રતા દુઃખમાંથી કાઢયા ને વીલ્યમ વીલબરફોર્સે પોતાના સ્વદેશીને ગુલામી અવસ્થામાંથી છોડાવ્યા. શું આ બધા તમારા જેવા વિચારમાં બેશી રહ્યા હોતતો અચળ કિર્તિ પામત? અરે શું સુઇ રહ્યા છો. ઉઠો ઉઠો,

તમારા પૂર્વજોનું પાણી રાખવા. શું તમોને કોઇ સૂતા સૂતા આપી જશે? કેશરી સિંહના બચ્ચા થઇ આમ કેમ નાહિંમતના વચન બોલો છો? ઉદ્યમથીજ ઈંગ્લાંડ, અમેરિકા ને આસ્ટ્રેલિયાના રહેવાશી સુખી થયા છે ને હજી વધારે સુખ પામશે. માટે થાઓ તૈયાર. વિના ઉદ્યમે તમોને નહીં મળે સુખ કે લક્ષ્મી તેને માટે જુઓ આપણા પ્રખ્યાત કવિએ પણ કહેલું છે કે—

उद्योगीनः करालंम्ब, करोति कमलालया;

अनुद्योगी करालंम्ब, करोति कमलाग्रजाः १

તાત્પર્ય—ઉદ્યોગીના હાથ તરફ લક્ષ્મી દેવી આલંબન કરે છે, અને અન ઉદ્યોગીના હાથ તર્ફ દરિદ્રતા આલંબન કરે છે.

આહાહા!!! આ મહાન વાક્યમાં કેટલી શિખામણ સમાએલી છે. પણ અરેરે!! આપણેજ તે મહત્ત વાકયની મહત્તા ભૂલી ગયા છીએ. થોડું ખેદદાયક. હોય. થવાનું થયું. પણ "પ્રયત્ને પરમેશ્વર" એટલે પ્રયત્ન કરવાથી ઈશ્વર કૃપા કરશે. આ નાના વાકય પર ભરંસો રાખી મચો મેહેનત કરવા, એટલે જગત નિચંતા વગર માગે મદદ કરશેજ. કેમકે તે ઉદ્યમનો મિત્ર ને આળસુનો અરી છે. જુઓ તે ઉધમી તર્ફ પોતાની નજર કેવી રાખેછે તે. ઉદ્યમીનું શરીર આરોગ્ય, બાંધો મજબુત, ને બુદ્ધિ તીવ્ર હોય છે. પણ નીઃઉધમીનું શરીર જોશું તો તેનું મોઢું ફિકું, પી-

ખાશ પડેલું, શરીરના કૌવત, ને બુદ્ધિ બગડેલી માલમ પડશે, સિવાય તેના કરેલા કૃત્ય પરથી પણ આપણુને ખાત્રી થાયછે કે દુનીયાની અંદરની જેજે વસ્તુઓ આપણે જોઇએ છીએ, તે સઘળીમાંની એકે તુરતા તુરત ઉપયોગમાં વિના ઉદ્યમે લઇએ તો મળશે? આ સર્વે પરથી ઉદ્યમ કરવાની આપણુને ઇશ્વરી આજ્ઞા છે, એમ સિદ્ધ થાય છે.

ઘણા અજ્ઞાની માણુસો નશીબમાં હશેતો મળશે. એવા એવા બાયલા બોલ બોલી પોતાના જેવા બીજાને બનાવવાને કલ્પીત નીરમાલ્ય દ્રષ્ટાંતો જેવા કે કોઇ વેળા એક ઘરડો સાપ એક મદારીના કંડીયામાં ઘણા દીવસની ભૂખ વેઠી પડેલો હતો, તે વારંવાર આ દુઃખથી પરમેશ્વર પાસે મોત માગતો, પણ માગ્યું મોત મળતું નથી. તે કહેવત મુજબ તેના દુઃખમાં ઉલટો વધારો થતો. ભૂખને મા‍ર્યો વારંવાર પોતાની ફેણ ઊંચી નીચી કરતો. એવામાં ઇશ્વરના કરવાથી તે કંડીયા પાસે એક ઉંદર ઘણા હર્ષ સહીત આવ્યો. ને પોતે ઘણા કંડીયા ફાડી મીષ્ટ મેવા ખાધેલ તેમ આ કંડીયામાંથી ખાવાને, તે તે પર ચડયો. તરતજ પોતાના તિવ્ર દાંતથી એક કાંણું પાડી અંદર પેઠો એટલે તરતજ વિકાશી રહેલા સર્પે તેને આદર સહીત ઉચકી લીધો !! વીગેરે વીગેરે—

દ્રષ્ટાંતો આપી તેની ઉલટને ભંગકરાવે છે; તો આવા નીચ નરોના નામ નાહીં નાખો? ને તેના બોલોને ગં-

ધાતા કચરાની ટોપલીમાં નાંખો, કેમકે પોતે ઇશ્વરના હુકમનુ અપમાન કરેછે. એટલુંજ નહી પણ તે બીજાઓ પાસે પણ કરાવેછે. તેઓ જાણુતા નથી કે

यथा ह्येकेन चक्रेण, न रथस्य गतिर्भवेत्;

एवं पुरूष कारेण, विनादैवं न सिध्यति. १

એટલે જેમ એક પૈડાથી રથ ચાલતો નથી તેમ એકલા પરમેશ્વરના આધારથી કાંઇ સિદ્ધિ નથી.

ઉપરના વાકયથી સિદ્ધ થાયછે કે ઉદ્યમથી ઇશ્વર સહાય થાયછે માટે ભાઇઓ તમારી વૃત્તિ સ્થીર રાખી સાવધ થાઓ!! સાવધ થાઓ!!!

નિસ્તેજ થએલી જય સુખ કાંતિ પ્રકાશિત કરવા તન મન અને ધનથી મશહુર રહો તથાસ્તુ!!!



# જાહેર ખબર.

'ચંદ્રપ્રભા' નાટક ઊરફે મી. ફાફળશાનું ફારસ. અમારી સભાના સભાસદ ડા. મુગટજી હરખજી તરફથી થોડાજ દીવસમાં બહાર પડશે. અગાઉથી ગ્રાહક થનાર પાસેથી ૫ આના ને પાછળથી ત્રણ આના પડશે. ટપાલ ખર્ચ ૦ાા આનો વધારે. જેને જોઇએ તેણે અમને અથવા કર્તાને ડા. નંદલાલ છોટાલાલની દુકાને લખવું.

---

## સૌથી સસ્તી કીંમતનું ચોપાનીયું.

# પવિત્ર પ્રબોધ.

મુંબાઇની સસ્તુ વાંચન ફેલાવનાર મંડળી તરફથી દર માસની અધવચમાં બહાર પડે છે. કીંમત એજંટ મારફત મંગાવનારને ફક્ત પાંચ આના તથા છુટક મંગાવનારને સાત આના પડશે વિશયો અસરકારક, સરળ ને સેહેલી ભાષામાં લાયક લહીઆથી લખાય છે જોઇએ તેણે અમને અથવા પ્રગટ કર્તાને બહારકોટ પોસ્ટ ઓફીસ મારફત લખી જણાવવું.



## વિદ્વાન વર્ગને સૂચના.

### હોંશીલા, ગુણજ્ઞ, ગુણવંતા પ્રીયબંધુઓ.

આપ સાહેબોને જણાવવાનું કે આ અમારી સભા તરફથી હવે પછી જેજે અંકો પ્રસિદ્ધ થવાના છે તે મધ્યે આપના સુવિચાર જણાવશો તથા જો તે સભાને યોગ્ય લાગશે તો ઉપકાર સાથે તે બહાર પાડી તેની સાથે આપનું નામ જોડી રાખવાને ચુકશું નહીં.

### જાહેર ખબર.

આ સુબોધમાળાનો પ્રથમ અંક તથા હવે પછી બહાર પડનાર સર્વે અંકો નીચે લખેલે ઠેકાણેથી મળશે.

**ભાવનગર**—સભાના મંત્રી ઠા. લલુભાઇ કુબેરદાસ ઠેકાણું ભગના તળાવમાં નરભેરામના ડેલામાં તથા છત્રીના કુવા પાસે ઠા. માણેકલાલ નાથાભાઇ પાસેથી (વીધવા દુઃખદર્શકના બાહાર પડનાર તે ચોપડી તેની પાસેથી અગર અમારી પાસેથી રૂ૦-૪૦ ની રોકડી કીમતે મળશે)

**મુંબાઇ**—પવિત્ર પ્રબોધના સેક્રટરી વનમાળીદાસ લાધાભાઇ બહાર

કોટ પોસ્ટઓફીસ મારફતે

**ઉમરાળા**—બુકસેલર ઠા. ઓઘડ રઘા.

જે સદગ્રહસ્થોએ આ અંકના આગળ ગ્રાહક થવાની ઊત્કંઠા બતાવી છે તેમને કિમ્મત જલદીથી મોકલી દેવા માટે વિનંતી કરવામા આવેછે.

જેમણે આ પ્રથમ અંક ખરીદ્યો છે. તેમની તરફ બીજો અંક જે ફકત રૂ૦-૦-૯ નો બહાર પડવાનો છે તે મોકલવામાં આવશે. જેમને ન રાખવાની મરજી હોય તેમણે તથા નવા ગ્રાહક થવાને ઇચ્છતા હોય તેમણે તુરત લખી જણાવવુ કારણ કે તેપણ હવે થોડીજ મુદતમાં બહાર પડશે. તેની કીંમત આગળથી મોકલી દેશો તો આભાર થશે.